નાટકના નવીન રાગથી ભરપુર

# श्री मातरी माताना गायनो.

---

રચનાર

ભોગીલાલ રણછોડદાસ પટેલ.

છપાવનાર

પા. સાંકલચંદ મુળજીભાઈ

તથા

પા. નાનાલાલ નારણદાસ

તથા

પા. ભલાભાઈ તરભોવનદાસ

---

અમદાવાદ.

સિવિલ હૉસ્પીતાલ સામે માનાભાઈની વાડીમાં

'નિર્મેશ્વર પ્રેસ'માં ઈશ્વરદાસ

બેહચરદાસે છાપ્યો.



સંવત ૧૯૫૪ સને ૧૮૯૮

કીંમત રૂ. ૦—૧—૬

# હેતુ.

આજના સમયમાં નાટકોની કંપનીઓ ઘણી થએલી છે, અને પ્રિય વાંચનાર આપ પણ સમજો છો કે તે કંપનીઓ શાસ્ત્રના આધારથી ખેલ કરી બતાવે છે અને વળી તે કંપનીઓ ભવાઇની માફક બીભત્સ ભાષણ ( બોલવા ) કરવા માટે નથી પરંતુ જ્ઞાન ( બુદ્ધી ) નો વધારો કરવાવાળી છે. તેમાં કાચી ઉમરના ઘણા ખરા છોકરાઓ તો હમેશાં નાટક જોવાનો ચડશ (ટેવ) રાખે છે. અને પોતે જ્ઞાનના બદલે ગમતનો આધાર વિશેષ રાખે છે, અને ગમતને લીધે ગમે તેમ કરી નાટક જોવા જવું એમ સમજે છે અને પોતાની પાસે પૈસા ના હોય ત્યારે પોતાનાં માવીતરને કનડે છે અને પરાણે પૈસા લે છે છતાં પૈસા ના મલેતો બીજા મારગે એટલે ધંધાર્થી હોય તો ખાવાના બાને અને વિદ્યાર્થી ( નીશાળીઓ ) હોય તો ફીના બાને પણ પૈસા લેઇ જોવા જાય છે તે છતાં ના મલે તો તેવા છોકરાઓ ( એક નવો વેહેપાર શીખે છે જેવો કે) કોઇને ધાપ મારે, જુઠું બોલે, અગર ચોરી કરે વિગેરે કરી જો તે ભારે રકમ હોય તો ( કહેવત છે કે ચોરીનો માલ ચંડાળે જાય અને પાપી હાથ ઘસંતો થાય ) જુજ કીંમતમાં આપી મારે, અને નાટકો જોવા જાય છે, માટે આપ વિચારો કે તેવા છોકરાઓ માવીતરની ઇજત વધારે છે? જશ આપે છે? ધર્મ પાળે છે? કયાંથી પાળે?! પૈસાની ફીકર! જોવાની ઝંખના! અને ચોરી ઉપર ચીત! ત્યારે શું કરે? પૈસા વિના જોવા શી રીતે જવાય, અને જોવા ના જવાય તો ગાયન વિના ગમત કયાંથી આવે? માટે કરો આ

ચોપડી રચવામાં આવી છે તેમાં ધર્મ, નીતી તથા માતાના ગુણ વિગેરેનાં ગાયનોનો સમાવેશ કરેલો છે. અને તે વાંચવાથી ગમત પણ આવે અને જ્ઞાન પણ આવે વળી કીમત જુજ એટલે ચોપડી ખરીદ કરવી પણ ફાવે. આ હેતુ છે.

પ્રિય વાંચનાર આ ચોપડી રચવાનો હેતુ શો છે, તે સમજી તેની અંદર જે કંઇ ભુલ ચુક થઇ હોય તે આપ સુધારી વાંચી લેશો.

લી. શુભેચ્છક.

ભોગીલાલ રણછોડદાસ પટેલ.

દરીઆપુર—આંબલી શેરી,

અમદાવાદ.



૬૮૯૪

# શ્રી માતરી માતાના ગાયનો.

## મંગળાચરણ.

૧

( પીતાજી આપ ચરણુ શીર ધરીએ. ) એ રાગ.

માતર માડી તારી સ્તુતિ કરીએ. ટેક.
બુદ્ધિની છે તું દેનારી, દુઃખ દુર કરવા વાળી;
વાક્યમાં રહેનારી, તુને શીર ધરીએ. માતર.
સુખ કરનારી માડી, ધારી શરણે આવ્યા તારી;
ભાવેથી ભજીને અમો ભવ તરીએ. માતર.

૨

ગીતી.

માતરમાને આજે, અરજ કરૂં હું શીરને નામી;
ગુણ ગાવા ગતી આપે, ગુણીયલ ના દેશો ખામી.

૩

રાગ મારૂ ( રામાયણનો. )

માતર માડી વારે તમે ધાઓ, બુડતાં બાળકોના કર સ્હાવો;
અમે અજ્ઞાનીને ગતી નથી, તરવા માટે આપો મા મતી,
દૈત્યો મારીને સુખ મા આપ્યાં, સરવે રૂષી મુનીએ જાપ્યાં;
શકિત સ્વરૂપે મા છો આપ, ભાવી જનોનાં કાપો પાપ.

ઢાળ.

શક્તિ સ્વરૂપે આપછો, કાપો સહુનાં પાપરે;
દાસ ભોગી કહે ભાવથી, ભક્તિ તારી આપરે.

૪

( વીરા જો ન્યાય રાજ્યનો સહાય રંગ રંગ. ) એ રાગ

ભાવેથી ભજો માતને, સદા ધરી ઉમંગ;
માતર મા સદા સાહ્ય કરે કષ્ટ સર્વે ભંગ. ભાવેથી.
સરવે ભજો માતને, ગ્રહી ઉતારે હાથ તે;
દેવી છે દયાળી રાખે રંગ રંગ રંગ. ભાવેથી.

૫

( રે ના બોલો આવી વાત. ) એ રાગ.

રે જુકિતથી મુકિત થાય અરે;
એક ચીતે ભજો સહુ માને રે. જુકિતથી૦
કહે ભોગી ધરીને ભાવ. નહીં આવે આવો દાવ;
મનુષ્યા દેહ ધરી લ્યો લાવરે. જુકિતથી૦

૬

( જમકે કલંદર બન બન ફીરકે ) એ રાગ.

માતર માડી છો ગુણ વાળી, શેવકના કર રહાઓને;
કરગરી આજે કહીએ તમોને, પ્રેમ થકી રસ પાઓને.
નોધારાના છો આધાર, માતર માડી તો આવાર;
માટે ભજે નરનાર દયા લાવોને આવાર. માતર માડી.

૭

( કહણ થયા માધવ મથુરામાં ) એ રાગ.

જય જય જયકારી માતરમા, આરતી કરીએ તારીરે. મા. આ.
આરતી ઉમંગે કરે શેવક આ, દુઃખ ત્રિકારો દહાડીરે. જય જય જય.
આખા જગતમાં સ્હાય,આપ છો, કીરતી સઘળે તારીરે. જય જય જય.
વાવ્યની અંદર વાસ તમારો, કહે શેવક દીલ ધારીરે. જય જય જય.

અસુરને તો હાર પમાડી, શેવક લ્યો ઉગારીરે. જય જય જય.
શેવક સરવે શરણે આવ્યા, મળીયાં છે નર નારીરે. જય જય જય.
સરવે શેવકને સ્હાય કરો મા, આરતી ગાય તમારીરે. જય જય જય.
ભોગી ભેરુ કરજોડી નમીએ, વિશાળ બુદ્ધીવારીરે. જય જય જય.

૮

(પાગ્યો પાગ્યો પદ્મણી આવી હો.) એ રાગ.

મેહેર કરો માતર મુજ માડી હો, દીન દયાળી દાસે છે તું શાણી;
શેવક છે સરવે હજુરમાં, અક્ષત કુમકુમ લેઇ કરમાં;
ભાવે ભજુ તમોને દહાડી હો. દીન દયાળી દાસે છે તું શાણી. ટેક
નરનારી મળી ગુણ ગાવે, વળી હરમે તો કરમાં ધી લાવે;
પુજે પ્રીતે (૨) હરખ મન આણી હો. દીન દયાળી.

૯

(લટકે મટકે જાઉ લટવા.) એ રાગ.

શ્રી માતરમા સ્હાય જગતમેં, અસુરનાં ઉતાર્યા માન;
દૈત્ય લોકકું માર હઠાયા, ઔર દીયા ભકતો કો જ્ઞાન.
નર નારી નીંદા મતી કીજે, ગફલતમેં મતીજાના કોઇ;
ઓઇ દેવીકા સમરણ કરના, સુખડા દેવે ચાતડા પ્રેઇ.
સુખકા હે મુળ જાન તુ જરૂર,
ભજય ભરપુર લાવી મન ઉર.
જા માજીકે ચરણ શરણ, ટળેગા તેરા જનમ મરણ;
ચકર કાલકા ન ચલન, દાસ ભોગી મત ભૂલ. શ્રી૦

૧૦

(નામ સદાએ સમરીએ) એ રાગ.

ધ્યાન સદા શુભ ધરીએ, માતરમાનું ધ્યાન સદા શુભ ધરીએ;

કુમ કુમ અક્ષત કરમેં લેકે, માજીકી શેવા કરીએ. માતરમાતું૦ ટેક.
માતરમા હે સચ્ચ જગતમે, નામ લેકે સબ તરીએ માતરમાતું૦
મત રહેના મતીમંદમેં યારો, અરજ હમેશા કરીએ. માતરમાતું૦
શક્તિ રૂપે સાહ્ય કરત હે, શેની સંસાર આ તરીએ. માતરમાતું૦
સત્ય માનો સબ દેવનકોં તો, પીછે કભુ ના ડગીએ. માતરમાતું૦
શુરવીર હોકે સંગ્રામ જાવે, તબ પોછા ક્યોં ફરીએ. માતરમાતું૦
દાસ કહે માજીકે પ્રતાપે, શુરવીર માફક કરીએ. માતરમાતું૦

૧૧

(ચંબેલી બનછાઇ રે) એ રાગ.

સુખડાંની છે દેનારી રે સ્હાય થાને સ્હાય થાને સ્હાય થાને સુખ૦
પ્રીતેથી પુજો માજીને આજે;
છે શુભકારી રે છે શુભકારી છે શુભકારી રે.
સ્હાય થાને. સુખ૦

૧૨

(સીંહાનો કનરો)

માતરમા આ અરજી અમારી, દયા કરી લ્યોને ધ્યાનમાં ધારી. મા.
શેવક સરવે આવીને રમતા, વારે વારે શીર તુજને નમતા. મા.
ભાવેથી ભજીએ, માજી તમોને સુખ આપો સહુ કહે છે અમોને મા.
સુખ સરવેને જગમાં આપો, પ્રલય કરો ભાવી જનનાં પાપો. મા.

૧૩

રાગ કર્તાનો (સોરઠ)

ધન્ય છે ધન્ય છે ધન્ય છે માતર માડી (૨) નમુ હું દહાડી;
પેહેરી છે સાડી નાકે એક વારી, ભાવ્ય છે ભારી દીસે ત્યાં દહાડી;

ત્રીશુળ ધારી જાઉં બલીહારી, માતર માડી નમું હું દહાડો,
ધન્ય છે ધન્ય છે ધન્ય છે માતર માડી (૨) ગુણકારી;
મેં ધારી આ વારી, જોઉ ભારી, ગુણવાળી,
દયાળી મા માહરી મેં ભારી, આ વારી માતર માડી નમું હું દહાડી;
ધન્ય છે ધન્ય છે ધન્ય છે માતર માડી (૩) લ્યો ઉગારા.

૧૪

(સમરણ કરી શ્રી જગદાધાર) એ રાગ.

માતર મા છે સુખ કરનાર, દુખડાનાં હેતે હણનાર,
અમદાવાદે આપો આપ, કાપ્યાં ભાવી જનનાં પાપ,
ભકત ભાવે મળી અપાર, થૈ થૈ નાચે નરને નાર,
જોગી મુની કરતા શેવ, સાચી સરવેને એ ટેવ.
ખરર ખરર પાણી થાય, ખુબ શોભે આ સુંદીર વાય.
ધગુણ ઘણુણ ધુઘર ત્યાં થાય, ઝણુણ ઝણુણ ઝાંઝર છે પાય;
થનન થનન શેવક થાય. ગણુણ ગણુણ ગાન ગવાય.
આણંદ તો ઉરમાં ન માય, ઝટ દેવીનાં દરશન થાય;
ગાયા ગુણ મારડી રાત, સહુપર રાખો પુરણ પ્રીત.
કહે ભોગી છો માત દયાળ. શેવકની લેજ્યો સંભાળ;
પુરણ ગાશે પ્રીતે રાસ, તેની પુરશે માતા આશ

૧૫

(રાગ સનડાનો.)

માતર માતર શું કરો, માતર છે સુખનું મુળ;
માતરમા હેતે કહો, એતો તારે તમારૂ કુળ માતર માડી.
સુંદર વાવ્ય શિરોમણી, નિર્મળ જેમાં નીર;
ત્યાં જઈને હેતે નમો, સુખ આપે તમોને એ વાર. માતર.

કોઠા જેમાં ત્રણ છે, સ્થંભ છે છયાશી ને ચાર;
પગથીઆં પ્રીતે ગણ્યાં, છે ચહાલીસ જળથી બહાર. માતર.
સુંદર સરોવર ત્યાં કને, પુંઠ કરે જ્યાં માય;
ભક્તો સહુ ભાવે નમી, પછી પીર આગળ થઇ જાય. માતર.
દર વર્ષે ભાદર ભલે, મેળો ત્યાં તો ભરાય;
અમોસની ઉજાણીઓ, જય જય બોલીને લાડુ ખાય. માતર.

૧૬

(ઓ ઓધવજી વહાલે ત્રિપ્રારી અમને મેલ્યાં) એ રાગ.

ધન્ય માતર મા, શેવક નમવા આવેરે સરવે તુજને;
શુભ ગુણ ગાવા, શક્તિરૂપે સ્હાય થજ્યો મા મુજને.
તુંજ શરણે આવી કહું નામી, દેવી ના દેશો કંઇ ખામી;
દરશન કરતાં દુઃખ જાય વામી—રે. ધન્ય માતરમા૦
શુભ સરવે સ્થળે માતો વાપ્યાં, કંઇ ભક્ત જનોનાં દુખ કાપ્યાં;
મોહા મુનીએ પણ જાપે જાપ્યાં—રે. ધન્ય માતરમા૦
મા દૈત્યો મારી મનથી હરખ્યાં, સહુ દેવે દુઃખ ગયે નરખ્યાં;
ભલે ભક્ત ભાવી જનતો હરખ્યા—રે. ધન્ય માતરમા.
તમે દયાળું દેવી દુઃખ હરજ્યો, સહુ સેવકને સુખીયા કરજ્યો;
દાસ ભોગીની વાંણી ઉર ધરજ્યો—રે. ધન્ય માતરમા.

૧૭

(અનજારો.)

માતરમા મેહેર કરીને, આ અરજી ઉરમાં ધારો.
તમે અસુરને સંહાર્યા, ભક્તોને પ્રીતે પાળ્યા;
મા સેવકને ઉગારો. આ અરજી.

મા ભક્ત જનોને પ્યારાં, સ્હાય કરીને રહો છો ન્યારાં;
શું કરૂં વખાણ વધારો. આ અરજી.
મા વાવ્યની માંહે પધાર્યાં, દેઇ દરસન દુઃખડાં ટાળ્યાં;
શું લખાણે લખું હું વધારો, આ અરજી૦
આત્મનાં હવન નિરધાર્યાં, ભાવે મા પાપ નિવાર્યાં;
દેઇ દરસન સહુને તારો, આ અરજી૦
ફરતી જગ્યામાં ભાર્યાં, રામદેવ પીર પધાર્યાં;
ત્યાં બેસે ભક્ત હજારો. આ અરજી૦
પગથીયાં ચઢતાં ન્યારાં, પરબડીનાં માન વધાર્યાં;
છે સામો બગીચો સારો, આ અરજી૦
સરવેનાં કારજ સાર્યાં, જે પોતે મનથી ધાર્યાં;
તેવી રીતે દાસ ઉગારો, આ અરજી૦

૧૮

## (નાથ નવ કરો વાત) એ રાગ.

સ્હાય તું કરે, દેવી છે દયાળી રે;
ભક્ત ભારી, નર ને નારી, આવે આ વારી.
સંકટ નાશ કારી રે. સ્હાય૦
માતર મા ખરી ગુણ વાળી રે;
હર્ષ ધરીને, નમન કરી, ભાવ ધરી;
માતાજીના ગુણ ગઇએ રે. સ્હાય૦
દયા કરીને તું, દાસની આ વારી રે;
લે સંભાળ, ધરીને પ્યાર, આવ્યા આ બાળ;
કારજ સારનારી રે. સ્હાય.

૧૯

(શરમની કરમની જ્ઞાની રે.) એ રાગ.

પ્રેમથી પ્રેમથી પ્રેમથી રે, ભઇઓ ભજો માતરમા પ્રેમથી (૨)
સુખ સઘળાં એ તમનેરે આપે, ચિંતાઇ રહ્યા છો કેમ વેમથારે. ભઇઓ.
માજી કેરા ગુણ સરવેરે ગાવો, હર્ષ આતીને ઉમંગથી રે. ભઇઓ.
દાસ દયાળીનો હેતેરે કહે છે, કાપો કુમતી દે સુમતી રે. ભઇઓ.

૨૦

(કંગનવા મોરા કરસે સરક ગયારે) એ રાગ.

મુને માતર માનાં દરશન આજે ભાવે થયાંરે;
ભાવેથી દરશન થયાંરે, દુઃખડાં તો દુર ગયાંરે.
સહુ શેવક સમરે સાચી, મેહેર કરો મા સાચી;
તારૂ ધ્યાન ધરની આવીને ત્યાં નીત્ય ધરેરે. મુને.
નમીને કહું માને રે, પ્રેમારસ સૌને પાને રે;
અમર વાણી આપી, કષ્ટ કરોડો કાપી;
શેવકને મા સ્હાય તું છે, ધ્યાન ધરેરે. મુને.
દાસ આવી પડે પાય રે, ચરણ રજ ચાહે રે;
શુભ જાણી સરવે ગાય, સહુને મા કરજ્યો સ્હાય,
સ્હાય શુભ આપો, શેવક જેથી ગુણ ગાયરે. મુને.

૨૧

શકિત સ્વરૂપમે માતા, ગાતા ગુણ શેવક સરવે આવો;
દુર મતી દુર કરીને, ધરીને ધ્યાન સહુ શીર તો નામી.

૨૨

(ક્ષત્રી કલંક.) એ રાગ.

સુણો શેવક જન આ વાર, આવીને અહીં પાયે લાગોરે;

સુખી થશો તમે નરનાર, જુઠને ઝટ તમે ત્યાગોરે, ટેક.
રહો સઘળા શરણુ આ વાર, આવીને અહીં૦
થાય આનુંદ અપરંપાર, જુઠને ઝટ૦
કહું ખરૂં ચતુર રાખો ચીત આવીને અહીં૦
તમે બાંધીને ધર્મ થકી પ્રીત, જુઠને ઝટ૦
જુઓ અસુર માર્યા અપાર, આવીને અહીં૦
છે સત્યને સુખ દેનાર, જુઠને ઝટ૦
ખરી દુખ હરી આ માય, આવીને અહીં૦
દેવી પ્રસન પુરણુ થાય, જુઠને ઝટ૦
કીધો વાવ્યની મધ્યે વાસ, આવીને અહીં૦
દુષ્ટ કેરો કરે મા નાશ, જુઠને ઝટ૦
છે અંબીકાનો અવતાર, આવીને અહીં૦
માતર મા તરન નારનારે, જુઠને ઝટ૦
ભજી બહુચર કળીકા ગાય, આવીને અહીં૦
સરવે રૂપે શકિત કરશે સ્હાય, જુઠને ઝટ૦
આશાપુરી ચાંમુડા એ માય, આવીને અહીં૦
નામ અનેક મા ઓળખાય, જુઠને ઝટ૦
પણ શકિત સ્વરૂપે મન લાય, આવીને અહીં૦
દાસ વારે વારે પડે પાય, જુઠને ઝટ૦

૨૩

( માઢ )

છે મંગળ કારી, આણુંદ ધારી, આવ્યા મા તારી પાસ;
હરે ઉમંગ આણી, શેવક જાંણી, સ્હાય કરો છે આસ.
વાવ્યની પાછળ ઓરડી, પીર વસે રામદૃવ;

અત્યત આનુંદ ઉપજે, કરે કંકુએ પીરની શેવ;
એવી જગ્યા ભારી, દીન દયાળી, મનથી ધારી. આવ્યા મા.
ત્યાંથી આગળ આવતાં, શુભ સમાધી સાર;
શ્રી સુરજ ગીરનારી બાવાની કહીએ, કરી નમસ્કાર;
ઉતર્યા વાવ્યમાં ભારી, સુંદીર ક્યારી, વૃક્ષ નીહાળી. આવ્યા મા.
ત્યાંથી ઉતરતાં જમણા દીસે, ગણપતી હેત દયાળ;
ડાબા હાથે ચંચર ગરની બેઠક, સામા શીવના બાળ;
તેને પાયે લાગી, આળસ ત્યાગી બુદ્ધિ માગી. આવ્યા મા.
પગથીયાં છે વાવ્યમાં, ચ્હાલીસ જળની બાહાર;
બીજા અંદર અનેક હશે, પણ સ્થંભતા છ્યાશીને ચ્યાર;
ધન્ય શોભા સારી. આણુંદ ધારી, મંગળ કારી. આવ્યા મા.

## બાર મહીના.

### ૨૪

(રઘુપતી રામ રૂદેમાં રહેજ્યોરે) એ રાગ.

માતર મા મહેર કરો આ વારી રે,
નમે સરવે મળી નર નારી. માતર મા૦ ટેક.

કારતક મહિને કલોલ મા કરીએરે, જય જયબોલીને ગરબે ફરીએરે,
કષ્ટ કાપો મા ધ્યાન તો ધરીએ, માતર મા૦ ૧
માગશર મહિને મા નમવા આવું રે, હેતે હરખીને ગુણ ગાવું રે;
લેઇ દરશન રાજી થાવું. માતર મા૦ ૨
પોસ મહિને મા પુરણ કૃપાળુરે, ઠામો ઠામે વસ્યા છું ભાળુરે;
માજી દરશન દ્યોને દયાળું. માતર મા૦ ૩
મહા મહિને મતી શુભ આપોરે, સહુ સેવકનાં દુઃખ કાપોરે

આવી જપીએ તમારા જાપો. માતર મા૦ ૪
ફાગણ મહિને મા ફુલ તો લાવેરે, શેવક પુજા કરે સહુ ભાવેરે;
તેના ઉપર દયા તું લાવે માતર મા૦ ૫
ચૈતર મહિને મા ચીતમાં લાવીરે, ઘણા ભકતો નમે અહીં આવીરે,
ચીંતા તેઓનો તરત હઠાવી, માતર મા૦ ૬
વૈશાખે વચન મા રાખોરે જાણી બાળને બુદ્ધિ આપોરે;
સરવે શેવક સરણે રાખો, માતર મા૦ ૭
જેઠે જુગતી કરી છે સારીરે, પાસે ગામોની શોભા વધારીરે;
લેજ્યો બાળકને ઉગારી. માતર મા૦ ૮
આસાડે અરજ એક કહીએરે. નિર્મળ જળ વાયેથી લઇએરે;
પીને ખુશી ઘણા એક થઇએ. માતર મા૦ ૯
શ્રાવણ માસે તો શોભા સારીરે, ભકત ભાવે આવે ભીડ ભારીરે;
થાઓ પરશન માત દયાળી. માતર મા૦ ૧૦
ભાદરવે મેળો ત્યાં ભરાયરે, જમે રમે ઉજાણીઓ ખાયરે.
એમ દીન અમોસનો જાય. માતર મા૦ ૧૧
આસો મહિનાની આઠમ આવેરે, ત્યારે ભારે હવન ત્યાં થાયેરે;
નરનારી આણંદે ગાવે. માતર મા૦ ૧૨
બાર માસ પુરા એમ થાયરે, ત્રીજી સાલે પુરૂષોત્તમ રાયરે;
દાસ ભોગી ભાવેથી ગાય માતર મા૦ ૧૩
ગાય શીખે સુણીને સુણાવેરે, તેને દુઃખ કદીએના આવેરે;
અમરા પુરમાં પોતે જાવે. માતર મા૦ ૧૪

૨૫

( સઇયર દુઃખ શું દાખવું. ) એ રાગ.

આર્યબંધુ અરજ એટલી, લાગો પ્રેમથી પાય;

એકાગ્ર ચીતે ધ્યાન ધરો, જેથી રીઝે જગમાય. આર્યબંધુ.
નીચ કર્મ મુકી દેહને, સમરો શકિત તમામ;
ધર્મ નીતીથી ચાલશો, તેથી થાય આરામ. આર્યબંધુ.
નીંદા કરે કેઇ નામની, દુખી થાય અપાર;
ત્યારે તો તે સત્ય માનશે, પાડી મુકે પોકાર. આર્યબંધુ.
પ્રેમ તજો પરનારનો, જાણી મનમાં તે ઝેર;
કોઇ વખત એ વારશે, ઝેરમાંથી તો વેર; આર્યબંધુ.
નીવાકમ જેવો રૂ.જીઓ, આયુષ્ય આપ્યું પર હાથ;
તેને મસ્તકે મુકી પહાણને, ચાલી બીજા સંગાથ. આર્યબંધુ.
નીરમળા નારી સતી ખરી, જેનો કહ્યો એ નાથ,
પર રાયને જ્ઞાન આપીયું, ભરીયા પ્યાલા ત્યાં સાત આર્યબંધુ.
નારી હશેરે નીચા કુળની, ધારે પરાયો પ્યાર;
જીવતાં તેણે જખ મારી છે, મુએ દુખ અપાર. આર્યબંધુ.
વાંચો વંચાવોને સાંભળો, કહયો તત્વ આ સાર;
નરનારી વૈકુંઠ પામશે, પાળે નીતી આચાર. આર્યબંધુ.
સુત રણછોડનો શુભ કહે, કરી મનથી વીચાર;
ધર્મ પ્રતાપે પામીયા, કંઇક મોક્ષનું દ્વાર. આર્યબંધુ.

૨૬

( શાર્દુલ વિક્રીડીત. )

દેવી છે દયાળ આપ, આવીને કૃપા કરે,
ભજે ભાવેથી તેહને, સંસારમાં સુખી કરે;
અનાથનાં છે નાથ, હાથ ઝાલીને ઉતારશે,
ભોગી કહે છે ભાવથી, સંસાર સાગર તારશે.

૨૮

**દોહરા.**

બોજા ભગતના ચાબખા, વાંચો ધરી મન પેર;
ગીરધર કૃત રામાયણ, રાખો ઘેરે ઘેર.
લાલા ભગતની લાજ તો, જુઓ વધી જગમાંય;
લક્ષ્મી વરને આશરે, મીરાંબાઇ પાવન થાય,
રહાવણ માર્યો રીસથી, જુઓ વીચારી મન;
નરસીહને ઉગારીયા, ભક્તિ ઉપર તન.
છોટમે પ્રભુને ઓળખ્યા, પવીતર ભક્તે તેહ;
ડહાપણ ડાહ્યા નવ કરે, ક્ષણુ માત્ર આ દેહ.
દામન લાગે ભજનમાં, દયારામ કહે સાર;
સરજનહાર સમરો તમે, ઉતારે ભવ પાર.
દરસન કરીયે દેવનાં, આપે અપરમ સુખ;
રીઝયા જેને દેવ તે, કદીયે ના પામે દુઃખ.
યાચો આવી દેવને, છે આ શુભ અવતાર;
પુરણ રીતે પ્રેમથી, ભજીએ ધરી શુભ પ્યાર.
રમત ગમતમાં દીજશે, નમીએ વારમવાર;
આંગળીઓ ભેગી કરી, કહીએ જય જય કાર.
બળ બુધી આપે અતી, કાપે પાપ દયાળ;
લીધે નામ દયાળનું, ઉતારે ભવ પાર.
શેના સમરો સ્હાય છે, શુભ કીધો અવતાર;
રીંઝે રાણા રંકને, ઉતારે ભવપાર.

૨૯

**( શેઠ સગાળશા સાધુને શેવે. ) એ રાગ.**

ભક્તિ તો ભાવે કરીએ રે, સંસાર સમુદર તરીએ;

લાજ વધે આ લોકમાં ને વળી પરલોકે મળે માન. ટેક.
ભાવ કરી જે ભક્તિ કરે તેને, પ્રીતે મળે વૈમાન. ભક્તિ૦
ઇરશાર ના રાખો કોઇના ઉપર, વેર ના કરો કલેશ;
તરવાનો તો ઉપાય એ છે, રૂઢી બતાવી બેશ ભક્તિ૦
રમત ના કરો નીચની સાથે, ગમત સઘળી જાય;
ભોગીલાલ કહે પ્રીતે કરીને, માજીને લાગો પાય. ભક્તિ૦
વખત આપ્યો આપણને આ, ભજન કરવા સાર;
નક્કી કરી નામ આધારે રહીએ, સર્વે મળી નર નાર; ભક્તિ૦

૩૦

(નામ નીરંતર સમરીએ) એ રાગ.

નામ નારાયણી ભજીએ, નીરંતર નામ નારાયણી ભજીએ;
નામ રૂપે રૂડા શોભે શણગારો, તે શુભ અંગે સજીએ. નીરંતર.
લાભ છે મોટો ના આવે ટોટો, લોભ બીજા સહુ તજીએ. નીરંતર.
લક્ષ ચોરાશી ટાળે તમારી, તેને કદીના એના તજીએ. નીરંતર.
નામ જપે કંઇ સંસારે રહીને, કંઇક જપે મંદીરીએ. નીરંતર.
રણમાં ભજે, કંઇ ભજે છે વનમાં, સહુને આશા એક તરીએ. નીરંતર.
નમી નમીને માને પાયે લાગો, કદી ના વ્હારો કજીએ. નીરંતર.
દામ ના લાગે સમરણ કીધે, શા માટે તે તજીએ. નીરંતર.
સમરો શક્તિ, કહે દાસ ભોગી, દુખ પડે ના તજીએ. નીરંતર.

૩૧

(સુણજો સાહેલીરે.) એ રાગ.

સાંભળજો સહુ સ્નેહજ આણી, પાણી પેહેલી પાર બાંધોજીરે;
કદીએ ના ભુલો ભક્તિ કરવી, તારથી તારતો સાંધો. શક્તિ સાચીજીરે. ટેક.
કપટ તું નહીં લાલચ દેખી, દુરજનથી દુર રેહેવું જીરે;

ચંચળ ચીત્તે ચેતીને ચાલો, શુભ થાવા દુઃખ શેહેવું. શક્તિ૦
દગો ના ધારો દીલની મધ્યે, સગો તે કોનો ના થાયજીરે;
સુદી મલે તો શુભ મારગે આપો, જેથી કરી પાપ જાય. શક્તિ૦
લગન સમ શુભ અવસર જાણી, લલનાઓ પણ ગાશેજીરે;
જીભ્યા થકી શુભ જશ લેવાને, દુષ્ટ વચન પરહરશે. શક્તિ૦

૩૨

## લાવણી.

**(નોકરી મતજાના દીલદાર ચાકરી મત જાના દિલદાર) એ રાગ.**

શેવક સહુ આવો આપણે આજ, માજીના ગુણ ગાવાને કાજ. ટેક.
શા માટે સ્થીર થઇ ગયા છો, જોડો બંને હાથ;
ગનનન ગનનન ગાન મચાવો, કરે સ્હાય આ માત. શેવક૦
ભાવ ધરી માતાને ભજીએ, કરીએ આપણે લ્હેર;
શુભ નીતીને વિવેક વર્તે માતા કરશે મ્હેર. શેવક૦
રત્ન કંકણો શા ઝળકે છે હીરા કેરા હાર;
શોભા સઘળી કહેવા જઇએ, ગણે ન આવે પાર. શેવક૦
સરવે આવો સંપ કરીને, જઇએ આપણ સાથ;
જય જય જય માતરમા કહીને જોડો બંને હાથ. શેવક૦

૩૩

**( અબ ચલે ન મોહન તેરા. ) એ રંગ.**

સૌ ભજો (૨) માતરમા ભાવે, દુઃખતો કદીએ ના આવે;
મુખે કહો મૈયાં મૈયાં, ગુણ ગાવો સૌથી સવૈયાં.
લાગોને પાય, સ્હાય તો થાય, દયાળુ ભાવે. દુઃખ તો૦
માટે આવો સહુ અહીઆં, પ્રીતે લાગોને પૈયાં;
અરે આ વાર, ઉતારે પાર, ભોગી શુભ કહાવે. દુઃખ તો૦

૩૪

( સોરઠ )

સાબાશ સાબાશ સાબાશ શૂરા આવો (૨) ગુણતો ગાવો;
મોટો છે લ્હાવો, મજા ઉડાવો, અરગજા લાવો, શીરતો નમાવો.
કંકુ પણ લાવો, જળથી ન્હાવો; શુભતો થાવો, ગુણતો ગાવો;
સાબાશ સાબાશ સાબાશ શૂરા આવો (૨) ગુણ ગાવો.
લ્યો લ્હાવો, તમ ન્હાવો, શુભ થાપો, નમાવો. ગુણતો ગાવો.
સાબાશ સાબાશ સાબાશ શુરા આવો (૩) ગુણતો ગાવો.

૩૫

( અરે મૈયાં મોરી. ) એ રાગ.

સર્વે સંપી આજતો, ભજન કરો માનું (૨)
માનું..........માનું...........માનું સર્વે સંપી૦
દેવી છે દયાળ દુખ કાપી નાંખે પ્રીતથી;
પ્રીતથી........પ્રીતથી........પ્રીતથી સર્વે સંપી૦

૩૬

( ઝલક સબ રેનકા સપના. ) એ રાગ.

માજી મુજ અર્જ ઉર ધારી, શેવકને લેજ્યો સંભાળી;
આવ્યા શેવક તમ આશ ધરી, આ શેવકને તું સ્હાય ખરી;
ભજે જગમાં ભલા ભાવી, ઉતારે તું દયા લાવી;
અમો શરણે સહુ તારા, ઓલવજે મનની જ્વાળા.

૩૭

( થયા અમે તો વૈદ્યરાજ. ) એ રાગ.

ભાવેથી ભજીએ માજીને, વાહ વાહ.
સાગર તરીએ, વાહ વાહ.

આણુંદ કરીએ. વાહ વાહ.
ધ્યાન માનુ ધરીએ. વાહ વાહ.
ભાવ ધરી શેવા કરો માજી તણી આજે તો;
ઉતારે હરખ ધરી સમરો માને વારમવાર;
દુઃખ કાપે, સુખ આપે, શરણે માજી શુભ રાખે દયા ધારી દીલમાં;
ભાવેથી ભજીએ માજીને. વાહ વાહ

૩૮

( ધન્યાશ્રીની ગજલ. )

સમરો વારમવાર, માતર માને સમરો વારમવાર. ટેક.
સાચા છે શુભ દયાળ, ભરમ તજી ભજીએ વાર હજાર. માતર૦
ભક્તિ ભાવે કરો શરણે મા રાખે, અંતે ઉતારે ભવ પાર. મા૦
માટે અરજ હું કહું છું ભાઇઓ, ભજો ધરી શુભ પ્યાર. માતર૦

૩૯

[( હૃદય સદ્‌ગુરૂ નહી ધારી. ) એ રાગ.

ભજો સહુ ભાવ ધરી માને, માગો શુભ પ્રેમારસ પાને;
માતાને શરણે તો જઇએ, વારમવાર વંદન તો કરીએ.

સાખી.

મેહેર કરી મા આપજો, મતી નીરમળ આ વાર;
ભાવ ધરી સહુ આવીઆ, શરણે નરને નાર.
દીસો શુભ સ્હાય તો તારી, અરજ દીલ લ્યો એટલી ધારી;

સાખી.

સુણ્યો ભજન મા તાહરૂં, અજાણ રહ્યો અજ્ઞાન;
બુદ્ધી આપો બાળને, બહુધા પમડો માન;
ધન્ય ધન્ય દેવી છો દયાળ, સ્હાય તું શેવકને પાને. માગો૦

૪૦

( દેખો મુંબઇકા કાયદા. ) એ રાગ.

સુણો સજ્જન જણ તમ,
કેહેને હે બાત એક અમ હમ;
ભાવે ભજો માતર માત, ઉસે જોડો દોનું હાથ—
આખુ દે દીન જાય સબ અબ ભાઇ આખુ દે—
દીન જાય સબ, સુણો સજ્જન૦

૪૧

( પ્રેમ વચન સરથી મન વીંધી. ) એ રાગ.

ભજન કરો લ્યો ભાવ ધરીને, કાળ ઝપાટો મારેરે;
સગાં સનેહી સાથ ન આવે, ભકિત મુકિત અપાવેરે. ભજન૦
જેસા આવો એસા જાવો, કોન સંદેશા કહાવરે. ભજન૦
જોર હોવે સો જગમેં રહેવે, કયા કરૂં એસા કહેવેરે. ભજન૦
બાપ બાંધવો રડે સુખ દુખથી, પસ્તાવો કરી પુરોરે. ભજન૦
બેટી બેટા બહોત બોલાવે; માત બીચારી કયા કાલાવેરે. ભજન૦
ભેગા હો કે જુદા હો પણ, કાળનું શું ત્યાં બગડેરે. ભજન.
આકાશ શોધે પાતાળે શોધે, શોધે વસ્તી વગડેરે. ભજન૦
જ્યારે ત્યારે ઝપાટેરે ચઢવું, એની પેર ના જાણીરે. ભજન૦
દાસ ભોગી કહે, સત્ય અસત્ય, સંગ આવે એક વાણીરે.ભજન૦

૪૨

( ઓ વીપ્રીત બુધીની નારી. ) એ રાગ.

છે માતરમા દીનદયાળી, તમે સમરો નરને નારી;
તમે બન્નેને આધાર, સકિત સહાય છે થનાર. છે માતરમા.

સાખી.

ભવસાગર તરવા તમે, થાઓ તતપર આજ,
ભગવતીને સમરો હમે, કહીએ રાખે લાજ.
માટે ધારી શુભ ધ્યાર, ભજો ઉતારે ભવપાર. છે માતરમા.

૪૩

( મીરાના પદનો રાગ. )

ટેકધારી રહેવું રે તરવાની ઇચ્છા કરનારે;
ભમવું નહીં ભમાવેરે, ધ્યાન રૂડું ધરનારે. ટેક.
ધ્યાન કરી ધર્મ દેવનું, ચોખું રાખો ચતુર ચીત;
હકકનું હરખે કરીને ખાવું, ન્હાવું ન ચોરી કેરૂં વીત;
વીતે બગડે રીત્યોરે, દયા જતી રહે દરબારે. ટેક ધારી.
જ્ઞાન લઈ ગુણીજન તણું, શિયળ સાચવો સાર;
શુભ જન વખાંણે સંસારમાં, દેવ ઉતારે ભવ પાર;
પીતૃ પણ હરખેરે, પ્રીતી કરી ધરમ પાળે. ટેક ધારી.
આંખ્ય મીંચે એટલી માંનીટ પણ, કરવું શુભ ભજન;
દેવનું શુભ સમરણ કરી, સ્થીર રાખે પોતે તન મન.
ધન્ય તે ધરમીનેરે, હીકોતેર પેહેડો તે તારે. ટેક ધારી.
જ્ઞાને ગુણીજન થાઓ અને, જ્ઞાને બનો ગંભીર;
જ્ઞાને ધર્મ અધર્મ વર્તો, જ્ઞાને કરી બનો ધીર,
કહે શીર નામી ભોગારે, અધર્મીથી રહો નરવારે. ટેક ધારી.

૪૪

( વાલમજી છો મારા ભલા ) એ રાગ

માતાજી આણો મેહેર આજે સહુ આવી શરણે રહ્યું,
માતરમાં દયાળી ભારી, આવ્યા સરવે નરને નારી;

માતરમા છો રખવાળી, સાચી જાણીને શુભ કહ્યું. મા૦
સાચું ઘરેણું જોયું (૨) સરવે કષ્ટ તો ખોયું. માતાજી.

૪૫

(મહાવીર ધરૂ ધીર) એ રાગ.

નમુ નીત્ય ધારી પ્રીત્ય, માત તુને ખરી;
તુને ખરી માત તુને ખરી. નમુ૦
શુંદીર વાચ્ય આપે શોભાવી, આંગી ઝગીકે જાણે વીજ. નમું.
સહાય કરો મા આજે તન મનથી અમે શારી. ખચીત. નમું.
ભકિત ભારી માજી કરીએ તમારી, રૂડી રાખીને રીત. નમું.
નમે શેવક સહુ તન મન ધનથી,નારીને નર સહુ મળી ખચીત. ન.
શરણે આવ્યાને મેહેર કરો મા,ગાય છે આજ સહુ હરખે તો ગીત.ન.

૪૬

(માર માર તરવાર.) એ રાગ.

ભજ્ય ભજ્ય માતરમા આજે આણંદે તું (૨)
આણંદે આણંદે આણંદે તું. ભજ્ય.
શીખ આ સારી લે મન ધારી, મુરખ ભજે ના કયું માજીને તું. ભ.
પ્રીતે પાળીને રાખે સંભાળી, કેમ મુરખ મન ભુલે છે તું. ભ.
માયાની અંદર પ્યાર વધારી, કેમ માજીને વિસારે છે તું ભ.
સુખ બહુ આપી દુખ સહુ કાપે, રાખે સ્થિર બુદ્ધિ આવારી તો તું. ભ.
શરણે ગયાને મા સુખ દે છે, આંખ્ય ઉઘાડી જો અંધારે તું. ભ.
તજય વ્યભિચાર ઉંડો કરીને વીચાર, અલ્યા સારૂ થવાનું મન ધારે
તો તું. ભજ્ય.

૪૭

(મધુર સ્વર કયાંથી આ સંભળાય.) એ રાગ.

નમીએ વાર હજાર માતર માને નમીએ વાર હજાર

નક્કી એ નિર્ભયકાર માતર માને નમીએ વાર હજાર.
કરૂં શું માનાં વખાંણ આજે, કહેતાં ના આવે પાર. માતર.
સ્હાય કરે મા સુખ બહુ આપી, પાપ પુરાં હણનાર. માતરમાને.
પાપ તાપ બાળી સહુ નાંખે, છે સુખ તો દેનાર. માતરમાને.
કહે શેવક સહુ ભાવ ધરીને, સમરો ઉતારે ભવપાર. માતરમાને.

૪૮

( બંધ કિલ્લો બાપુ ) એ રાગ.

મેહેર કરો માતર મા આજ, શુભ શુભ શેવકની રાખે લાજ;
અમે આવ્યા આ વારીરે, મહેર કરો માતરમા આજ. ટેક.
વાવ્યની અંદર વાસ કરીને (૨) લીધું ત્રીશુળ તમ હાથ,
નાંખ્યા શત્રુ સંહારી રે. મહેર૦
સુખ તું કરની દુખ મા હરની (૨) સારો સેવકનાં કાજ—
કહીએ શીર નમાવી રે. મહેર૦
અસુર લોકોને નાંખ્યા મારી (૨) ભકતો કીધા રળીઆત;
નર નારી જોડે છે હાથ, લ્યો સરવે ઉગારીરે. મહેર૦

૪૯

( નમુ પદ ગિરીજાપતિને. ) એ રાગ.

ભજો ભાવેથી છે ભય હરની,
દુઃખ દુર કરનારી માતર મા છે મંગળકારી.
છે દયાળી સહુને સુખ કરની. ભજો.
શરણે આવો શેવક સર્વે, ફરીએ આપણુ માને ગરબે,
સુખ દેનારી અપાર, માટે ભજો નરનાર;
અસુરનો સંહાર કરો, છે ભકતોને સુખકરની. ભજો.

૫૭

( નમુ સેના સુત સંભવને. ) એ રાગ.

નમુ માતર મા પ્રીતે તુને,
દયાળુ દેવી આપ જગે છો, અસુરને સંહાર્યા;
આપો સુખ, દેખી મુખ, થાય હર્ષ મુને. નમુ૦
શેવક સરવે અજ્ઞાન, મોટાં આપ ગુણવાન;
નામુ શીશ આપો જ્ઞાન, અમે ભુલ્યા સૌ ભાને.
માટે મેહેર કરી દયા ધરી, બક્તિ ભાવે આપ;
અહો બાંહ્ય, કરો સ્હાય, માતાજી અમને. નમુ૦
તારો ખરો વીશ્વાસ, પુરે સરવેની મા આશ;
રાખો શેવકને આજ, સહુ સારો તમે કાજ.
સરણે આવ્યા ને સાચ્ચ ખરી, તેં અસુર નાંખ્યા વિખેરી;
નમુ નીત્ય, આણી પ્રીત્ય, પાયે હું પડીને. નમુ૦

૫૮

# શિયળવંતિને ગાવાની

## ગરબી.

( પડવાની પણ પ્રીત ઘટમટ ભુલીરે ) એ રાગ.

સરવે લલનાઓ લ્યો લાખેણો લ્હાવો રે,
કરી શેવાને શુભ રીત્ય કંથ રીઝાવો રે;
કહીએ ના જુઠી બોલીએ જરા વાણી રે,
તમ ઉપર તે કોપાય જાયજો જાણી રે.
ગણી ઈશ્વર શમને આધીન રહીએ શાણીરે,
દુધ ગણે શિયળ થકી હોય જો પાણી રે,
શુભ શેવા તેની કરો સાહેલીરે;

બીજી ઝખના હોય હજાર તે સહુ મેહેલારે.
ભુત પલેત ના માનશો કાંઇ સાચુ રે;
વળગે તે આવી કોય જન હોય કાચું રે.
અંતર અંતરે ખોટાં જાણજો સહુ આજેરે;
ઢોગ કરે છે ઢોંગી લોક પેટને કાજેરે.
અંતરમાં છે એક શિયળ શુભ પાળારે;
કહે ભાગી જુએ નહીં કોય દુ:ખનો દહાડોરે.

## પર

## ( પુનમ ચાંદનીના રાગમાં ગવાશે. ) એ રાગ

શાણી સહિયરો ચાલો જઇએ આજ, કાજ સુધારે માતર માવડીરે
આણંદ હઇએ અપાર, રાખી પુજો પાવડીરે. ટેક.
સખી શોભા થઈ રહી આજે સુંદીર વાવ્યનીરે. આણંદ૦

### સાખી.

ભજો સહુ ભાવે આજ તો શક્તિ સાચુ રૂપ;
હરખે રાખે લાજએ, હોય રંક કે ભુપ.
પ્રીતે નીતો (ની) રીતી યાદ કરી હમશ શેવા સાચવોરે;
શુભ ભાવી જનો આજે આવે ભાવથીરે. આણું૦

### સાખી.

શુભ શિયળ સહુ સાચવો, સખીઓ લાગી પાય;
જુઠા વીતને ના ચહો, જેથી રીઝે જગમાય.
અવર સંગ હેતે કરી, ટાળો મનથી દૂર;
તો માજી સહુ તારશે, ભાવ ધરીને ફૂળ.
સમરણ સાચું ધારી, પાળી શિયળ શુભ ચાલીએરે;
તો કદીએ ના આવે જુઠાં તમને આળ. આણુંદ૦

## સાખી.

જુઓ વિચારી મન વિશે, પ્રથમ મનુષ્ય દે માન;
અંત વખતે પણ આવશે. નારાયણી વૈમાન.
ટેક ધારીને તરત તમે સત્ય માનજોરે;
શિયળથી સબરૂ રહેશે શરીર. આણંદ૦

## ૫૩

## (ગગન ગાજે ઘરરર) એ રાગ.

શક્તિ સમરો સરરર (૨) કામ કરે તે ખરરર;
હેતે આવો હરખ ભર (૨) સમરેથી સ્હાય થાય સરરર.
મળી નાર અને નરરર (૨) તીર માફક ચાલો તરરર;

## સાખી.

હળી મળી સંપી રહો તમે, સુખ તો સંપે થાય,
દુઃખ કાપે સૌ માત એ, સ્હાય કરે એ માત રે;
ભક્તિ ભાવે આપણુ કરીએ.
સંપી રહીએરે સાથમા, માજીને શરણે જઇને;

## સાખી.

કુષ્ટ કરરર કાપતી, પુરી મનની આશ;
માતર મા સમરો સહુ, ખટપટ ખોટીરે જાણજો ભાવથીરે.
માનુ શુભ ધ્યાન ધરે—તેનુ દુઃખ દૂર તો કરે;
રાખી હૃદયને સ્થીર (૨) ભજો ભાવેથી વીર ભરરર.
ભજો ભરરર—ખરે ખરરર—અરે અરરર— શક્તિ સ૦

૫૪

## ગરબો

(શું નટવર વસંત થે થૈકાર થયો.) એ રાગમાં ગવાશે.

હું માજીની આગે હરખે ગયો;
હરખે ગયો રે ઉમંગે ગયો. હું માજીની.

### સાખી.

શુભ શરણે રાખો તમે, માડી દીન દયાળ;
ભીડ ભારે ભકતો મલ્યા, આજે અપરમપાર.
અરે મૃગ ઉપર બેઠાં માત.
આણંદે જોઇ રહ્યો, જોઇ રહ્યો મન મોહી રહ્યો. હું માજીની.

### સાખી.

શેવક સરવે સાથમાં, આવી ઉભા દ્વાર;
અરજ કરૂં હું આ સમે, નામાં મુસ્તક સાર.
દર્શન કરીને માતું નામ દીધું;
પછી પુરશુ ધરીને ભાવ જળ ત્યાંથી પીધું.

### સાખી.

હરખે જમે ઉજાણીયો, આવી સરવે ત્યાંય;
બ્રહ્મ ભોજન પેહેલુ કરે, પછી સૌ જમવા જાય.
જમવા પહેલાં બોલતાં જય જય માતર માય;
સુંદીર મકાનો સોભતાં, માતર માડી જ્યાંય.
સુંદીર મેળો ત્યાં શોભી રહ્યો શોભી રહ્યો;
શોભી રહ્યોરે શું ઓપી રહ્યો. હું માજીની,

૫૫

(ચાલો ચાલો હાં હાં.) એ રાગ.

આવો આવોરે હાં હાં (૨) મળી સૈ આજ,
દરશન કરવાને.
દરશન કરીને હાંહાંરે, (૨) માજીનાં આજ;
સુખીયાં થાવાને.
સુખીયા આપણુ સરવે થઇને, સમરો માતર માતરે,
પુજન કરો સહુ ભાવ ધરીને, જોડી બને હાથ. દરશન.
પુષ્પ પુરણ ખુબ ગજરા ગુંથાવ્યા, ગુલાબ કેરા આંચરે;
ચંપા ચમેલી ઓઢણી ઓઢાડો જેથી રીઝે મંમાય. દર.
અતર અરગજા અતીશે લાવો, લાવો લાલ ગુલાલરે;
થાળ ધરાવી થૈ થૈ નાચો, આણી મનમાં વહાલ. દરશન.
પુજા કરી માને પાયે લાગો, હરખ ધરીને આજરે;
હરતાં ફરતાં ગરબે ગાવો, મ રે મા શુભ કાજ. દરશન.

૫૬

(આજે આનંદ આનંદ થઇ થઇકાર થયો.) એ રાગ.

આજે આનંદ અતીશે રંગભેર રમો,
સરવે આવી શેવક માને પાય નમો;
મન શુભ કરો, માતુ ધ્યાન ધરો. જય જય (૨)
સરવે ભજો માતાએ આજે મ્હેર કરી,
ઘણા ભકતો આવે અહીં દીલ ધરી; જય જય. (૪)
ભજો ભાવ ધરો, માએ મેહેર કરી.

૫૭

(અમર ફળ મળ્યું એ.) રાગ.

સ્તુતિ હું કરૂ માતુ ધ્યાન તો ધરૂં. (૨)

સુણુ ગાઉં રાજી થાઉં હાં છે દયાળ મા વિશાળ;
માટે શાર આજ તો ધરૂં. ધ્યાન. ૧
માટે શેવો સરવે આવી આજ, શેવકની એ રાખશે મા લાજ.
એમ જાણી ઉમગ આણી નામ છે ખરૂં. ધ્યાન. ૨
માટે ભજો ભાવથી તમે, કહીએ ખરૂં આજ તો અમે;
એજ માત, ઝાલે હાથ, તો સમુ તરૂ. ધ્યાન. ૩

૫૮

## ધોળ.

ધર્મજ ધારી નર ને નારી, સમરો માતર માય. જોને.
શિયળ વિના નહી, સુખડાં જગમાં, પ્રાતે પુજો પાય. જોને. ૧
ધર્મ ન ધારે મનુષ્ય શાનાં, પશુ સમ સમજો કાય. જોને.
વસ્ત્ર આભુષણુ કેરા વાંધા, ધર્મો ના પાડે કોય. જોને. ૨
વસ્ત્ર આભુષણુમાં શીળ સાચો, રાખે નરને નાર. જોને.
ફરી ફરી જગમાં જન્મ ન આવે, લાવ લાખેણો જાય. જોને. ૩
દાસ ભોગી પ્રીતેથી કહે છે, સત્યને લાગુ પાય. જોને.

## થાળ.

માજી શેવક પડે સૌ પાય કે જમવા પધારજો રે,
થાળ ધર્યો છે સુંદીર આજ જમવા પધારો આપ;
જળે ભરી છે ઝારીયાંરે, કંઇ સુતરફેણી સાર:
માતર મા આરોગો આજે લાડુ શેવ કંસાર જમવા.
મેસુર મોહનપાક છે ભાત કમોદનો રાંધ્યોરે;
સુદર સ્વાદે મોવર દાળ. જમવા.
અમૃત પાક મોહન પાક પાક ઘણા કર્યારે,
મંમાયા મ્હેર કરીને આજ. જમવા.

આરીઆં તુરીઆં ભેંડા કોળું ને વળી વાડકાલેરું સાર;
એવાં અનેક રીતનાં શાક ગણુતાંના આવે પાર. જમવા.
પાન સોપારી એલચીરે, કંઇ બીડાં બનાયાં અપાર;
મેહેર કરી માતર મા આજે સરવે બન્યું છે રસાળ. જ.
સંવત ૧૯૫૪ સાલે દ્વીતીય આસો માસ;
શુદ ૮ ને શનીવારે ગ્રથ રચ્યો કહે દ.સ. જમવા.

## આરતી.

જય માત જય માત, જય માતર મા મ્હારી. (૨)
અગણિત ગુણ વાળ઼ં, (૨) મતી દાઓ સારી. જય૦ ૧
શકિત શુભ છો જગમાં. વદે વેદ વાણી. (૨)
ભકિત ઉમંગે આપો (૨) શરણાંગત જાણી. જય૦ ૨
અસુર પ્રાતે માર્યા, ભકતોને ઉગારી. (૨)
ત્રણ ભુવનમાં શકિત (૨) છો મંગળ કારી. જય૦ ૩
મેહેર કરી મંમાયા, શુભ વાણી આપો (૨)
દાસો કહે છે પ્રીતે (૨) શરણે તો રાખો. જય૦ ૪
આરતી હરખથી કરીએ, ધ્યાન તુજ ધારી (૨)
શેવક કહે મા ભાવે (૨) લ્યો અમને તારી. જય૦ ૫
આરતી શુભ આ ગાશે, દુખ દરીદર જાય. (૨)
અવિચળ વાણી આપી (૨) માતા કરશે સ્હાય. જય૦ ૬
ભાવ થકી જે માને, પ્રીતેથી ભજશે (૨)
ભોગી ભાવ ધરી કહે (૨) સ્વરગે તે જાશે. જય૦ ૭



# જાહેર ખબર.

સરવે સદ્ગ્રહસ્થોને વીનંતી કરવામાં આવે છે કે જે આ ચોપડી જે સાહેબોને ખરીદ કરવાની ઇચ્છા હોય તેઓએ નીચેના શરનામે મંગાવી લેવા તસ્તી લેવી. તેની કીંમત રૂ. ૦—૧—૬ રાખવામાં આવી છે બાહાર ગામ વાળાને ટપાલ ખર્ચ જુદુ પડશે. નોટપેડ પત્ર લેવામાં આવશે નહી. એજ વીનંતી.

મળવાનું ઠેકાણું.

પા. સાંકલચંદ મુળજીભાઈ.

ઠે અમદાવાદ દરીઆપુર ઢેડવરીમાં ઘર નંબર ૫૬.

પા. નાનાલાલ નારણદાસ.

ઠે. અમદાવાદ નાની હવેલીની પોળમાં ઘર નંબર ૧૦

પા. ભલાભાઈ ત્રીભોવનદાસ.

ઠે. અમદાવાદ દરીઆપુર ઢેડવરીમાં ઘર નંબર ૯.